વેજયતે શ્રી બાળકૃષ્ણ પ્રભુઃ ।।

# અથ ચતુઃશ્લોકી

## અને

# નવ રત્ન ગ્રંથની ટીકા.



આવૃત્તી પહેલી. પ્રત ૫૦૦૦

લેખક.

શાસ્ત્રી મગનલાલ જગન્નાથ.



છપાવી પ્રસીદ્ધ કરનાર

શ્રી બાળકૃષ્ણ સતસંગ મંડળી.



વલ્લભાબ્દ ૪૩૨ સંવત ૧૯૬૭

મુંબઈ.

ન્યોછાવર ૩ પાઇ.

હે કૃષ્ણ હે યાદવ હે સખેતિ.
ગોવિંદ દામોદર માધવેતિ.

---

## श्री कृष्णःशरणं मम.

---

ગોવિંદ ગોવિંદ હરે મુરારે
ગોવિંદ ગોવિંદ મુકુંદ કૃષ્ણ
ગોવિંદ ગોવિંદ રથાંગપાણે
ગોવિંદ દામોદર માધવેતિ.

# પ્રસ્તાવના.

નાનો સરખો ગ્રંથ હોય તો તેને પણ પ્રસ્તાવનાની જરૂરછે તેમ આ શ્રીમદ્ જગદ્‌ગુરૂ શ્રીમદ્ વલ્લભાચાર્યકૃત ચતુઃશ્લોકી અનેનવ રત્ન ગ્રંથની ટીકા છપાવતાં તેમાં કંઇ પણ પ્રસ્તાવના લખવી જોઇએ.

પરમ વૈષ્ણુવ સમુહ ! તમે આ નાનો ગ્રંથ વાંચી બહુજ ઊંડો વિચાર કરશોજી કારણ જેમ કોઇએ પ્રસન્ન થઇ રત્ન આપ્યું હોય ને તેનાથી જેમ માણુસનું દુઃખ નિવારણ થાય છે તેવી રીતે પુરૂષોત્તમ વદનાવતાર શ્રીમદ્ આચાર્ય ચરણે જે જે ગ્રંથો કર્યા છે તે અમુલ્ય છે. અને તે આ લોક તેમજ પરલોક ઊભયમાં સુખ આપનાર છે. તો વલ્લભી સૃષ્ટિને એજ વિહિત કરવાનું કે આ ગ્રંથ ઘરમાં

રાખી એનો નિરંતર પાઠ કરશોજી. એજ છપાવવાની સાફૂલ્યતા છે. આ ગ્રંથની ટીકા સત્સંગ મંડળીમાં સમજાવાય છે તે પ્રમાણે છે જોકે આ ગ્રંથોની ટીકાઓ લંબાવતાં ઘણીજ મોટી છે. પરંતુ ભાવીક વૈષ્ણવોને સરળ અને સહેલી રીતે મોઢે થઇ શકે તેવા હેતુથી દરેક શ્લોકની ટીકા ટુંકમાં વિદિત કરી છે. તો દરેક વૈષ્ણવો આ ગ્રંથમાં લખેલા શ્લોકો ટીકા સાથે બરાબર સમજીને પાઠે કરશો એવી અમારી વીનંતિ છે.

મુંબાઇ તા૦ ૨૪-૧-૧૯૧૧

શાસ્ત્રી મગનલાલ જગન્નાથ.

# ॥ અથ મંગલાચરણમ્ ॥



શ્રીકૃષ્ણાયનમઃ ॥ શ્રીગોપીજનવલ્લભાય નમઃ ॥
ચિંતાસંતાનહંતારો યત્પાદાંબુજરેણવઃ ॥
સ્વીયાનાં તાન્નિજાચાર્યાન્પ્રણમામિ મુહુર્મુહુઃ ૧
યદનુગ્રહતો જંતુઃ સર્વદુઃખાતિગો ભવેત્ ॥
તમહં સર્વદા વંદે શ્રીમદ્વલ્લભનંદનમ્ ॥૨॥
યદુક્તં તાતચરણૈઃ શ્રીકૃષ્ણઃ શરણં મમ ॥
અત એવાસ્તિ મચ્ચિત્તમૈહિકે પારલૌકિકે ॥૩॥
મમ ચિત્તસ્ય વિશ્વાસઃ શ્રીગોપીજનવલ્લભે ॥
યદા તદા કૃતાર્થોહં શોચનીયો ન કર્હિચિત્ ॥૪॥
ઇતિ શ્રીવિઠ્ઠલેશવિરચિતં મંગલાચરણં સમાપ્ત

# ॥ અથ ચતુઃશ્લોકી ટીકા. ॥

## ॥ પ્રારભ્યતે ॥

સર્વદા સર્વભાવેન ભજનીયો વ્રજાધિપઃ
સ્વસ્યાયમેવ ધર્મો હિ નાન્યઃ ક્વાપિ કદાચન ॥ ૧ ॥

ટીકા-નિરંતર કાયા, વાણી અને મન વડે કરીને શ્રી નંદરાજ કુંવર (શ્રી કૃષ્ણ)નું સેવન કરવું એજ અમારો

પોતાનો ધર્મ છે. કોઇ પણ વખતે બીજો કશોએ ધર્મ નથી. ॥ ૧ ॥

એવં સદા સ્મ કર્ત્તવ્યં સ્વયમેવ કરિષ્યતિ
પ્રભુઃસર્વ સમર્થો હિ તતો નિશ્ચિંતતાં વ્રજેત્ ॥ ૨ ॥

ટીકા–એજ પ્રમાણે અમારૂં નિરંતરનું કર્ત્તવ્ય છે, ને તે ( પ્રભુ ) પોતેજ કરે છે. પ્રભુ સર્વ વાતે સમર્થ છે. માટે બે ફીકરા થઇને રહેવુ. ॥ ૨ ॥

યદિ શ્રીગોકુલાધીશો ધૃતઃ સર્વાત્મના હૃદિ.
તતઃ કિમપરં બ્રુહિ લૌકિકૈર્વૈદિકૈરપિ ॥ ૩ ॥

ટીકા—જો શ્રી ગોકુલાધીશ પ્રભુને, કાયા, વાણી, અને મન વડે કરીને હૃદયમાં ધારણ કરો, તો લૌકિક અને વૈદિકમાં તેના કરતાં બીજું શું શ્રેષ્ઠ છે ? તે તમેજ કહો.

અતઃ સર્વાત્મના શશ્વદ્ ગોકુલેશ્વર પાદયો:

સ્મરણં ભજનં ચાપિ ન ત્યાજ્યમિતિ મે મતિઃ ॥૪॥

ટીકા—એટલા કારણથી કાયા, વાણી અને મન વડે કરીને શ્રી ગોકુલેશ્વર પ્રભુના ચરણ કમળનું સ્મરણ કરો, ભજન કરો, તમને ઠીક લાગે તે કરો, પણ તેને ( પ્રભુના ચરણા-

વીંદને ) છોડશો નહિ એવી મારી ( શ્રી મહા પ્રભુજીની ) બુદ્ધિ છે.

ઈતિ શ્રીમદ્ વલ્લભાચાર્ય વિરચિતા ચતુઃશ્લોકી સંપુર્ણાઃ ॥

॥ શ્રીમદ્ ગોપિજન વલ્લભાર્પણ મસ્તુ ॥

## અથ નવરત્નમ્ ટીકા પ્રારભ્યતે.

॥ ચિંતા કાપિ ન કાર્યા નિવેદિતાત્મભિઃ કદાપિ ॥
॥ ભગવાનપિ પુષ્ટિસ્થો ન કરિષ્યતિ લૌકિકીં ચ
ગતિમ્ ॥ ૧ ॥

ટીકા-જેમણે આત્મનિવેદન ( બ્રહ્મસંબંધ ) કરેલું છે તેમણે કોઇ પણ વખતે કોઇ પણ વાતની ચિંતા કરવી નહીં. કારણ કે, ભગવાન પુષ્ટિ માર્ગમાં પણ રહેલા છે. તે તમારી લૌકિકના જેવી ( જે જીવ શરણે આવ્યા નથી અને તેમની જેવી સ્થીતિ હોય તેવી ) ગતિ (સ્થીતિ) નહીં કરે.

॥ નિવેદનં તુ સ્મર્त्तव्यं સર્વથા તાદૃશૈર્જનૈઃ ॥
સર્વેશ્વરશ્ચ સર્વાત્મા નિજેચ્છાતઃ કરિષ્યતિ ॥ ૨ ॥

ટીકા-નિરંતર તાદૃશી વૈષ્ણવોની સાથે નિવેદનનું (બ્રહ્મ સંબંધનો મંત્ર) સ્મરણ કરવું; પ્રભુ સર્વના ઇશ્વર છે,

સર્વના આત્મા છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે કરશે.

**સર્વેષાં પ્રભુ સંબંધો ન પ્રત્યેકમિતિ સ્થિતિઃ ॥**
**અતોન્ય વિનિયોગેપિ ચિંતા કા સ્વસ્ય સોપિચેત્.**

॥ ૩ ॥

ટીકા–દરેકને (યાવત્ પ્રાણી માત્રને) પ્રભુની સાથે સંબંધ છે. એકને છે અને એકને નથી એમ નથી. એટલા કારણથી અન્ય વિનિયોગમાં પણ જો પોતે (પ્રભુ) હોય તો ચિંતા શી?

અજ્ઞાનાદથવા જ્ઞાનાત્કૃતમાત્મ નિવેદનમ્ ॥
યૈઃ કૃષ્ણ સાત્કૃત પ્રાણૈસ્તેષાં કા પરિદેવના ॥ ૪ ॥

ટીકા–અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેમણે આત્મ નિવેદન (બ્રહ્મ સંબંધ) કરેલું છે ને પોતાના પ્રાણ શ્રી કૃષ્ણને અર્પણ કરેલા છે તેને શી વાતની ચીંતા ? ॥ ૪ ॥

તથા નિવેદને ચિંતા ત્યાજ્યા શ્રી પુરૂષોત્તમે ॥
વિનિયોગેપિ સા ત્યાજ્યા સમર્થોહિ હરિઃ સ્વતઃ ॥૫॥

ટીકા–તે પ્રમાણે નિવેદનને વિષે તથા શ્રી પુરૂષોત્તમને

વિષે ચિંતાનો ત્યાગ કરવો, ( પુરૂષોત્તમ વિષયક નિવેદનની ચિંતાનો ત્યાગ કરવો ) વિનિયોગ ( પ્રભુને અર્પણ કરેલી વસ્તુ ) માં પણ ચિંતાનો ત્યાગ કરવો. કારણ કે પ્રભુ પોતે સમર્થ છે.

લોકે સ્વાસ્થ્યં તથા વેદે હરિસ્તુ ન કરિષ્યતિ ॥
પુષ્ટિમાર્ગસ્થિતો યસ્માત્સાક્ષિણો ભવતાખિલાઃ ॥૬॥

ટીકા-લોકમાં તથા વેદમાં પ્રભુ તમારૂં સ્થીરપણું નહીં કરે. જે કારણ થકી પુષ્ટિ માર્ગમાં રહેલા છે. માટે બધા શાક્ષીરૂપ થાઓ.

સેવાકૃતિર્ગુરોરાજ્ઞાબાધનં વા હરીચ્છયા ॥

અતઃ સેવાપરં ચિત્તં વિધાય સ્થીયતાં સુખમ્ ॥૭॥

ટીકા-ગુરૂની આજ્ઞા પ્રમાણે સેવા કરવી, તેમાં બાધ આવે તો ભગવદ્ ઇચ્છા માનવી. એટલા કારણુ થકી સેવા-પર ચિત્ત રાખી સુખે રહો ॥ ૭ ॥

ચિત્તોદ્વેગં વિધાયાપિ હરિર્યદ્યત્કરિષ્યતિ ॥

તથૈવ તસ્ય લીલેતિ મત્વા ચિંતાં દ્રુતં ત્યજેત્ ॥ ૮ ॥

ટીકા-ચિત્તમાં ઉદ્વેગ ધારણુ કરશો તોપણુ પ્રભુ જે જે

કરશો તે પ્રમાણે તેની લીલા માનીને ચીંતાને ત્રિકાળ છોડવી.

તસ્માત્સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃશરણં મમ ॥
વદદ્ભિરેવં સતતં સ્થેયમિત્યેવ મેમતિઃ ॥ ૯ ॥

ટીકા–તેટલા કારણ થકી કાયા, વાણી અને મન વડે કરીને રોજ નિરંતર શ્રીકૃષ્ણઃ શરણં મમ બોલતા રહો. એ પ્રમાણે મારી ( શ્રી મહાપ્રભુજીની ) બુદ્ધિ છે.

ઇતિ શ્રીમદ્ વલ્લભાચાર્ય વિરચિતં નવરત્નં સંપુર્ણમ્.

॥ શ્રીમદ્ ગોપિજન વલ્લભાર્પણમસ્તુ ॥

સંપુર્ણાઃ

